

# અર્જુન ગીતા

—અને—

# ધર્મ ગીતા.

પ્રકાશક

"ગુજરાતી" સાહિત્ય મંદિર

તરફથી


જેકીશનદાસ ત્રિભુવનદાસ પટેલ,

સલાબતપુરા—સુરત.



પ્રથમાવૃતિ સને ૧૯૨૩ પ્રત ૨૦૦૦

સુરત, બરાનપુરી ભાગોળ ભાજીવાલી પોળમાં આવેલા શ્રી 'અંબીકા વીજય' પ્રીન્ટીંગ પ્રેસમાં હરગોવનદાસ હરકીશનદાસે છાપ્યું.

કીંમત બે આના.

# અર્જુન ગીતા.



શ્રીગુરુ પ્રતાપે ગાઇએ, કિરપા તે સાધુ જંન;
પરિબ્રહ્મ મારો આતમા, મારૂં મંન તે અર્જુન.
અર્જુન, સુણો ગીતા સાર પાંડવ માનજો નિર્ધાર—ટેક.
અર્જુને એમજ પુછીયું, સાંભળો વૈકુંઠ રાય;
એક સાર ગીતા કહો મને, નિજ ભકતનો મહિમાય—અર્જુન-૧
ત્યારે શ્રી હરિ એમ ઓચર્યા, અર્જુન ધરજો મંન;
એ સાર ગીતા સાંભળે, અવતાર તેનો ધન્ય—અર્જુન-૨
ચૌદ લોક તે વશ માહરે, બ્રહ્માંડ કેરો ભાર;
પણ ધન્ય મારા દાસને, રાખે હૃદયં મોઝાર—અર્જુન-૩
જળ મધ્યે જે છે પદ્મ, તેને સ્પર્શ નહીં લગાર,
તે ચિહ્ન મારા ભક્તનું, વળગે ન વિષયવિકાર—અર્જુન-૪
સંસાર શું સરસો રહે, ને મંન મારી પાસ;
સંસારમાં લેપાય નહિ, તે જાણુ મારો દાસ—અર્જુન-૫
મુજ ભક્ત તે મુજને ભજે, હૈયે હોય હેત હંમેશ,
તો ભક્ત તેને જાણીયે, જે કરે ન કોઇનો દ્વેષ—અર્જુન-૬
કર માંહી તુળસી કર્ણે તુલસી, કંઠ તુલસીહાર;
ભાલ તિલક છાપાં શોભિતાં, મુજ ભક્તનો શણગાર—અર્જુન-૭

મારા સાધુને જાણે નહી, પાખંડ પૂજે લોક;
જે દંભ આડંબર કરે, તે જાણું સર્વે ફોક—અર્જુન-૮

ઉત્તમ વર્ણ થઈ નહિ ભજે, ચાંડાલ કહિએ તેહ;
ચાંડાલ થઇ મુજને ભજે, તે જાણુ મારી દેહ—અર્જુન-૯

મુજ ભકત કેરે કારણે, અવતાર લીધા દશ;
હું નિરંજન ને નિરાકૃતિ, મને ભકતે કીધો વશ—અર્જુન-૧૦

વળી દેવ કેરે કારણે, ગયો વસમે વંન;
રાવણ મારી ને રાજય આપ્યું, વિભીષણ રાજંન—અર્જુન-૧૧

દુર્વાસા ઋષિયે દુભિયો, મુજ આતમા અંબરિખ;
ભય ચક્ર મેલી છેદિયો, મેં ભલી લગાડી શીખ—અર્જુન-૧૨

બલિરાયને મેં બાંધિયો, દેવોની કીધી સાર;
પાતાલ આપ્યું રાયને, ત્યાં હું રહ્યો છડીદાર—અર્જુન-૧૨

ગોકુલ વિષે હું અવતર્યો, શિર પીંછ ધરતો મોર;
ખાતો હું માખણ તસ્કરી, જુગમાં કહેવાયો ચોર—અર્જુન-૧૪

મા જશોદાએ બાંધિયો, હું જોડી ઉભો હાથ;
હું દીન થયો તે દાસનો, ચૌદભૂવનનો નાથ—અર્જુન-૧૫

વળી ઇંદ્ર જ્યારે કોપિયો, ત્યારે કોઇ ન આવ્યું આડ;
ગોકુળ રાખ્યું રેલ તું, ગોપી લડાવ્યા લાડ—અર્જુન-૧૬

સોળસેં સ્રીઓમાં હું રમ્યો, મારો કોઈ ન જાણે ભેદ;
મારા ભકત કેરે કારણે, મને કહે લંપટ વેદ—અર્જુન-૧૭

વિરંચી વાછરુ હરી ગયો, તે કરી ગયોજ અધર્મ;
હું નવાં નિપજાવી લાવિયો, મારો કોઇ ન જાણે મર્મ—અર્જુન-૧૮

મામાને હું મળવા ગયો, ત્યાં મળી કુબજા નાર;
થોડાક ચંદન કારણે, મેં આપ્યું રૂપ અપાર—અર્જુન-૧૯

વળી પ્રથમ પોળે પેસતાં, પરીયટે દીધી ગાળ;
મેં મારીને વસ્તર લીધા, સોહાવિયા ગોવાળ—અર્જુન-૨૦

વળી ત્યાંથી આગળ ચાલતાં, માલણ લાવી હાર;
મેં અર્થ સાધ્યો એહનો, આપ્યા પદાર્થ ચાર—અર્જુન-૨૧

વળી માર્ગમાં નાપિક મળ્યો, ને આપ્યું દર્પણ હાથ;
પૂર્યા મનોરથ તે તણા, મેં રાખ્યો મારી સ.થ—અર્જુન-૨૨

સમ્બન્ધી જનને જે હણે, ચાંડાળનો તે અંશ;
મારા ભક્ત કેરે કારણે, મેં માર્યો મામો કંસ—અર્જુન-૨૩

મેં સુદામાંને સંતોખિયો, કાંગના કણને કાજ;
સંપતિ આપી તેહને, નવનિદ્ધ સુધ્ધાં રાજ—અર્જુન-૨૪

એકવાર વિદુર ઘેર જઇ, આરોગી ભાજી પાન;
મેં લાડ પાળ્યાં દાસનાં રાજાનાં તોડયાં માન—અર્જુન-૨૫

કૌરવનું કુળ સંહારિયું, મેં સારયો તારો અર્થ;
હું ચૌદ ભુવનનો રાજિયો, મેં હાંકયો તારો રથ—અર્જુન-૨૬

એકવાર વનમાં હું ગયો, ત્યાં વન હતું ઘનઘોર;
મેં ભાવ જોયો ભીલડીનો, ખાધાં તે એઠાં બોર—અર્જુન-૨૭

અમે ઘણા મળી ગોવાળિયા, રમતા ગયા મહા વંન;
બહુ ભાવ જોઇ ઋષિ નારનો, અમે જાચી લીધાં અન્ન—અર્જુન-૨૮

પ્રહ્લાદ પિતુએ પરભવ્યો, મેં થંભમાં પૂર્યો વાસ;
તે દુષ્ટને વિદારિયો, ઉગારી લીધો દાસ—અર્જુન-૨૯

વળી ધ્રુવને દુઃખ પમાડિયો, ને કાઢિયો વનવાસ;
તે બાળકે મને વશ કર્યો, ધન્ય ધન્ય મારો દાસ—અર્જુન-૩૦

ચંદ્રહાસ ને હરિચંદ્ર, રાજા ભકત મારા તેહ;
પડે વિપત્તિ પણ નહિ વિસરે, મૂજ મુકુટના મણિ એહ—અર્જુન-૩૧

જ્યારે સુધન્વાને નાંખ્યો, તાતે તેલ બળતી ઝાળ;
મારા દાસને વેળા પડી, ત્યારે તુરત કરી સંભાળ—અર્જુન-૩૨

દ્રૌપદીનાં પટકુળ કાઢિયાં, હું પાસ નહિ તે કાલ;
મારા દાસને વેળા પડી, ત્યારે તુરત કરી સંભાળ—અર્જુન-૩૩

પાંચાલીને જ્યાં પરભવી, પાસે હતા પંચ વીર;
મારા દાસને મેં પૂરિયાં, નવસે નવાણું ચીર—અર્જુન-૩૪

એક કોળીએ કૌતુક કીધું, ને લીધું મારૂં રુપ;
રાજાની કન્યા પરભવી, પરદળ કોપ્યો ભૂપ—અર્જુન-૩૫

મેં ત્યાં જઇને શું કર્યું, મારૂં તેજ મૂક્યું માંય;
પરદળનો પરાજય કર્યો, મારૂં બિરદ પાળ્યું ત્યાંય—અર્જુન-૩૬

અજામેલ મહા પાતકી, મામિકી ગુણિકા જેહ;
જે સ્મરણ કરતાં માહરૂં વૈકુંઠ પામ્યા તેહ—અર્જુન ૩૭

ગજરાજને ગ્રાહે ગ્રહ્યો, ત્યાં લીધું મારૂં નામ;
ત્યાં એક કરતાં બેઉનાં, અર્જુન સીધ્યાં કામ—અર્જુન–૩૮

હુંમાં ને મારા ભક્તમાં, અંતર ન હોય લગાર;
મુજ ભક્તને ઓળખે નહીં, તે ભૂલી ભમે સંસાર—અર્જુન–૩૯

મારા ભક્ત સુખી તો હું સુખી, દુઃખી તો દુઃખી હું જાણ;
મારા ભક્તને કોઇ પરભવે, તો મને લાગે બાણ—અર્જુન–૪૦

છે સ્વર્ગ મૃત્યુ પાતાલમાં, જલથલ મહીં મુજ વાસ;
સુણ ઇંદ્ર-સુત તુજને કહું, હું થકી અદકો દાસ—અર્જુન–૪૧

હું જોગે યજ્ઞે નહિ મળું, નહિ તપ તીરથ કે દાન;
અર્જુન મહિમા જાણજો, મારૂં ભક્તિથી છે જ્ઞાન—અર્જુન–૪૨

હું ભક્તની સંગે ફરૂં, મને ભક્તનો આધાર;
અર્જુન મહિમા જાણજો, કહેતાં ન આવે પાર—અર્જુન–૪૩

હરિભક્ત મહિમા સુણી અર્જુન, પામ્યો હરખ અપાર;
મૂર્છિત થઇ અવની પડ્યો, નેત્રે વહે જલધાર—અર્જુન–૪૪

આ ગીતાને જે અનુભવે, જે ગાય નરને નાર;
અર્જુન એવું જાણજો, તે પામે પદ નિરધાર—અર્જુન–૪૫

એ ભક્ત મહિમા માહરો, કોણે કળ્યો નવ જાય;
જેનું ભાગ્ય હોય તે અનુભવે, **ધનદાસ** ગીતા ગાય—અર્જુન–૪૬

## અર્જુન ગીતા સમાપ્ત.

# ધર્મ ગીતા.

## ચોપાઇ.

પ્રથમ પ્રણમું શ્રી ગુરુરાય, બેઉ કરજોડી લાગું પાય:
શુદ્ધિ બુદ્ધિ મા કરજો સહાય, સેવક જનની પુરો આશાય.
કરું વિનંતી કરજોડી કરી, ધર્મ ગીતા કહું વીસ્તારી;
જુગજીવન કૃપાએ કરી, શુભ અશુભ કહું વીસ્તારી,
રશનાએ રામ નામજ કહું, હરિ નામનો પાર ન લહું;
વિષ્ણુ ધર્મ કહે છે જેહ, સંક્ષેપે કહું છું તેહ,
હરિ ગુણનો ના લહું પાર, માગું નામ તણો આધાર,
નામેથી અધર્મિ તરે, નામે મહા ઘોર પાપી ઓધરે.

## દોહરા.

સહજ કૃણાશ્રી શેષની, ગુણે ગુણ અપાર,
અનેક જુગ તપમાં તપે, તો એ ન પામે પાર.
ગુફા ગિરીઓ સેવતાં, જાયે અનેકો કાળ,
તોએ સ્વપ્ને ન આવતાં, એવા દીન દયાળ.
શંકર કહે કેમ વરણવું, જે મુખ રશના એક,
આણુ બીચારથી ચાલતાં, ચુકું હું વિવેક.
ભક્તિ ભાવે હું કહું, ગોવિંદના ગુણ સાર,

થોડી સેવા બહુ ફળે, જો દયા કરે ગોપાળ.
પરમ પુરુષ જે ધર્મરાજ, કરે સેવક ઉપદેશ;
કથા શ્રવણે સાંભળી, તે સર્વ હું બોલેશ.

## ચોપાઈ.

કહે ધર્મ સેવક સાંભળો, આજ્ઞા માગી વહેલા વળો,
મૃત્યુ લોક જાવો વેગે કરી, દુષ્ટ આત્માને લાવો હરિ.
હરિ ભક્ત હોયે નિરધાર, તેને નવ દુઃખ દેશો લગાર,
તે નર વૈકુંઠ પામશે નિશ્ચે, નવ જાશો તેણી દીશે.
કેહે દુત આસાર, એક ઉપજયો વિચાર.
હરિજન તે કેમ જાણે, ત્યારે ધર્મરાય વાણી ભણે,
પ્રથમ કરે બ્રાહ્મણની સેવ, જે જે નારાયણ દેવ,
વચન વિપ્રનું ચીતમાં ધરે, તે ઉપર અતી આદર કરે,
જેને હરિ સાથે છે સ્નેહ, ભક્તિ લક્ષણ કહીએ તેહ.
પતિવ્રતા જેને ઘેર નાર, સતવાદી જેનો વિચાર,
ભુખ્યાને સંતોષે જેહ, ભક્તિ લક્ષણ તો કહીએ તેહ.
સૌતણી જે કરે સેવ, મંદિરમાં પુજે શિવ દેવ;
દ્વારિકા નર જાએ જેહ, ભક્તિ લક્ષણનાં માર્ગ તેહ.
સેવે શારદા શાલીંગ રામ, એકે મને લે હરિનું નામ;
ગોપીચંદને નવ લાજે જેહ, ભક્તિ લક્ષણ તો કહીએ તેહ.
તિલક ધરી હરી ચંદન સાર, ચરણોદક પર પ્રીત અપાર,
હરિ કીર્તન શું રાખે નેહ, ભક્તિ લક્ષણ જાણો તેહ.
જે બ્રાહ્મણ પાળે ખટ કર્મ, એકે મને આચરે ધર્મ,

સદાકાળ સંતોષી જેહ, ભકિત લક્ષણુ કહીએ તેહ.
શહસ્ત્ર નામ જે નિત્યે ભણે, વેદના વાયક શ્રવણે સુણે,
વેદ વિચાર કરે છે જેહ, ભકિત લક્ષણુ કહીએ તેહ.
પરનારીનો સંગ ન કરે, પરનિંદા મુખે નવ ઓચરે,
પરદુઃખને વળી ભાગે જેહ, ભકિત લક્ષણુ કહીએ તેહ.
ક્રોધ લોભનો છોડી સંગ, તત્વજ્ઞાન જાણવા રંગ,
મિથ્યા મોહને જાણે જેહ, ભકિત લક્ષણુ તો કહીએ તેહ.
પાંચે ઇંદ્રીઓ વશમાં કરે, સત્યવદી સુખ દુઃખ નવ ધરે,
સાધુ પુરુષને સેવે જેહ, ભકિત લક્ષણુ તો કહીએ તેહ.
કોમળ સરખી વાણી ઓચરે, ધર્મ પુરુષની સંગત કરે,
ક્ષમાવંત નર હોયે જેહ, ભકિત લક્ષણુ કહીએ તેહ.
ધન જોબનનો ગર્વ નવ ધરે, માત પીતાની સેવા કરે,
ગુણ ગોવિંદના ગાયે જેહ ભકિત લક્ષણુ કહીએ તેહ.
એકાદશી વ્રત કરે અપવાસ, હરીગુણ ગાતાં મન ઉલ્લાસ
દેહ દમન કરે જન જેહ, ભકિત લક્ષણુ કહીએ તેહ.
જે કોઇ લીએ હરીનું નામ, પ્રભુ પ્રત્યે કરે પ્રણામ,
હરિ નામે આનંદ જેહ, ભકિત લક્ષણુ કહીએ તેહ
પૂર્વ પૂન્યનો એ વહેવાર. અનેક ગુણનો નાવેપાર.
જેના હ્રદયમાં રામનો વાસ, ધર્મ કહે હું તેનો દાસ.
સત્ય વચન માનો નીરધાર, રખે મદ કરતા લગાર.

દુત વચન— દોહરો.

સેવક કહે પ્રભુ ભકતના, એ છેલક્ષણુ સાર,
પ્રભુ પુછુ હું પ્રીતથી, લાવુ કોને આ ઠાર.

૧૦૬૮૯



**ધર્મ વચન—** ચોપાઈ.

પ્રથમ આપે નહીં જે દાન, વિપ્રનું કરે જે અપમાન,
ગુરૂ વચન લોપે નર જેહ, નીકટ બંધન કરી લાવો તેહ.
જન્મ લગી અનર્થ આચરે, સારૈ માર્ગ નહિ સંચરે,
આત્મ ઘાત કરે નર જેહ, નીકટ બંધન કરી લાવો તેહ
નવ દયા જીવની હીંસા કરે, દયા મેહેર રૂદે નવ ધરે,
પંખી પાંખ છેદે જન જેહ, નીકંટ બંધન કરી લાવો તેહ.
પશુ તણી જે બાળે ચાર, વૃક્ષને જે છેદે તતકાળ.
કન્યા દ્રવ્ય લીએ જન જેહ નીકટ બંધન કરી લાવો તેહ.
નવાણુ તણા જે જન લે દામ, પર દ્રવ્ય પર જેને હામ,
પરનારીને ઇચ્છે જેહ, નીકટ બંધન કરી લાવો તેહ.
ગૌ પારણુનો આણે દ્રોહ, માત પિતાને કરે વિછોહ,
સર્વ પાપી જન હોએ જન જેહ, નીકટ બંધન કરી લાવો તેહ
હરી કથા ચીત નવ ધરે, વેદ શાસ્ત્રની નીંદા કરે,
દેવ તિરથ માને નહી જેહ, નીકટ બંધન કરી લાવો તેહ.
હરીને દે છે જે અપમાન, ડાહ્યાને જે કહે અજ્ઞાન,
પરનીંદા કરે જન જેહ, નીકટ બંધન કરી લાવો તેહ.
સહોદરને જે પરહરે, વેશ્યા સાથે ગમનજ કરે,
કુમતી નર હોયે જેહ, નીકટ બંધન કરી લાવો તેહ.
જુઠી શાખ જુઠું આચરે, સરોવર પાળે પાપજ કરે,
આપના આચર ભાગે જેહ, નીકટ બંધન કરી લાવો તેહ.
જેને જે મંત્ર નવે ઘટે, તે મંત્ર લેવા ઉલટે,

ક્રોધવંત જન હોયે જેહ, નિકટ બંધન કરી લાવો તેહ.
ધર્મ વચન કહે તે સાર, દુત મન આનંદ અપાર,
કહો જઇ રહીએ કયાં અમો, સત્ય માર્ગ બતાવો તમો,
નારી જે દંભ આચરે, સ્વામીની સેવા નવકરે,
કુટુંબને નહી માને જેહ. દુતો ઘર તમારૂં તેહ.
કેશ મોકળે દોડે નાર, ભેદ કરતાં નહી વિચાર,
વસ્ત્ર શીશ નવ ઢાંકે જેહ, દુતો ઘર તમારૂં તેહ.
ભગની દામ જે વાપરે, ભજન પાખે રૂદનજ કરે,
ભાગે માપે સુંમ જન જેહ, દુતો ઘર તમારૂં તેહ.
કલાલ ખાનાને આંગણે, રહે પાડોશ ચમારજ તણે,
નાર કુટનનો ઘર પાસ, દુતો તહાં તમારો વાસ,
વસ્ત્ર રહીત સુતું હોયે જયાં, તો તમે વશજો ત્યાં ત્યાં.
ખડવાશ હોયે જયાં ગામ, વળી અપવિત્ર કેરો ઠામ.
વડું મઉડું હોએ જયાં, દુતો વિરામ કરજો ત્યાં,
ચામ ઉપજ ચઢાવે જેહ, ઘન કીડાશું રાખે નેહ.
નીલ વસ્ત્ર કરે જે ઠામ, દુતો જઇ ત્યાં કરો મુકામ.
કલેશ કરે જે નર ને નાર ધર્મ નવ સમજે લગાર,
રાત દીવસ વિચારે વેર, દુતો રહેજો તેને ઘેર.
પુરૂષ ઉભો ને બેઠી નાર, પારકા ઘરનો કરે વિચાર,
અણુઘટતું બોલે જે આળ, દુતો રહેજો તેની પરસાળ.
સાસુ સાથે જે વહુ લડે, નણદીને નિત્યે જે નડે,
દુર વાકય બોલે જે જન, તેના ઘરનું હરજો ધન.
પર ઉકરડે નાંખે જે અન્ન, ને પાળે બિલાડી જન,

રવિ આથમે વાસીંદુ કરે, જેનું ઘર રખે વિસરે.
જે ફો ફુંકીને ખાયે ધાન, અન્ન દેવનું કરે અપમાન,
ધિક ધિક જે અન્ન ને કરે, તેનું ઘર રખે વિસરે.
અણ ગાળ્યું જે નીર વાપરે, ધુમાંડાંના જાળાં ખણ કરે.
બેઉ હાથે માથું જે ખરવડે, તેને ઘેર ઓચીંતા પડે,
આપ ઘરમાં ભાર નહિ લગાર, આળસમાં કાઢે અવતાર.
કરોડીઆને ગંદકી ઘણી, તેના ઘરના થાજો ધણી.
વહુ સાસુને બોલે આળ, હુંકારે બોલાવે નાર,
સસરાને દેખી નવ ઢાંકે શીશ, તેના ઘરમાં પાડો ચીસ.
ધર્મે વચન કહ્યાં જે સાર, દુત મન આનંદ અપાર,
ઉત્તમ કથા યમગીતા જેહ, હરિભકતને વહાલ તેહ.
એહ કથા જે નિત્યે ભણે, યમ દુત નહિ તેનેં આંગણે.
શ્રવણ કરે જે એકે મન, સ્વર્ગ લોક પામે તે જન.

**ઇતી શ્રી ધર્મ ગીતા સંપૂર્ણ.**

# હમારા લોકપ્રીય પુસ્તકો.

| | |
|---|---|
| "ગુજરાતી" ગાયનમાળા ભા૦ ૧થી ૪ દરેકના | ૦-૬- |
| "ગુજરાતી" ગઝલ સાગર | ૦-૬- |
| હિન્દ-કીર્તન (સચિત્ર) | ૦-૬- |
| બાલ દીવો ,, | ૦-૬- |
| સદ્‌ગુણી શશીકળા ,, | ૦-૬-૦ |
| બ્રહ્માનંદ ભક્તિ સુધા | ૦-૬-૦ |
| પ્રભાત સંગ્રહ ,, | ૦-૬-૦ |
| જોહરે મહેફીલ યાને ગઝલે ગૌહર કવ્વાલી | ૦-૧૨-૦ |
| મનરંજન રસિક ગાયન સંગ્રહ | ૦-૪-૦ |
| સ્વરાજ્ય-કીર્તન | ૦-૨-૦ |
| રણજીત અને કુસુમ (નવલકથા) | ૨-૦-૦ |
| મધુસૂદન ,, | ૨-૦-૦ |
| કુંજ-વિહાર | ૫-૦-૦ |
| આર્યોત્કર્ષક | ૧-૦-૦ |
| અહારમિમાંસા | ૦-૧૨-૦ |
| વસંત-વિલાસીકા | ૦-૮-૦ |
| મુરલીલાલ | ૨-૦-૦ |

"ગુજરાતી" સાહિત્ય મંદિર,

સલાબતપુરા, સુરત.

અતિ લોકપ્રીય.

જૈનસમાજના સત્કારને પાત્ર થયેલી

# "ગુજરાતી" ગાયનમાળા.

ભાગ ૧ થી ૪ દરેકના છ આના.

તદ્દન નવિન અપ-ટુ-ડેટ ગાયનનો સંગ્રહ.

તદ્દન નવો લખાણ

ચારે ભાગ સાથે ખરીદનારને

રૂપીઓ એક વી. પી. જુદું.

---

## છપાય છે !

ભાગ ૫ થી વધુ માટે લખો,

"ગુજરાતી" સાહિત્ય મંદિર

સલાબતપુરા સુરત.